શિશુ સાહિત્યમાળા પુષ્પ ૧૯મું.

# આપણાં શ્રમજીવીઓ

લેખક

મર્થક.

પ્રકાશક :

રા એન્ડ સન્સ,

વર બીલ્ડીંગ, હોર્નબી રોડ,

મુંબઈ.

કિંમત ૦–૨–૦.

આવૃત્તિ પહેલી. સને ૧૯૩૯.

[ સર્વ હક્ક સ્વાધીન. ]

શિશુ સાહિત્યમાળા.

સંપાદક:
વજુભાઇ દવે,
એલિસબ્રિજ, અમદાવાદ.

મુદ્રક,
મનુભાઈ અમૃતલાલ શેઠ,
સ્વાધીન મુદ્રણાલય, રાણપુર.

# ભાણો ભંગી.

હાથમાં સાવરણો ને માથે મેલાનો ડબ્બો. ભાણો ભંગી ચાલ્યો આવતો હતો. દિવાળીના તહેવારો હતા પણ ભંગીને વળી તહેવાર શું ને બહેવાર શું? એને તો કામ કરવાનું. ભાણો ડબ્બો કોરે મૂકી હાથ ધોઈ આવ્યો. "સાહેબ, બોણી."

" આવો, આવો, ભાણા ભાઈ."

ભાણો ચમક્યો. એને "ભાણાભાઈ" કહીને હું મશ્કરી તો નહોતો કરતો.

મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે એ આવ્યો. " ભાણાભાઈ, શું કામ નથી આવતા? તમે ય માણસ ને અમે ય માણસ. આવો બેસો."

ખુરશી ઉપર બેસવાનો ઘણો આગ્રહ કર્યો પણ મહામુસીબતે એ ખાટ પર જ બેઠો. એને એમ

કે અમારા જેવા ભંગીભાઈથી તે ખુરશી પર બેસાતું હશે ?

ભાણો ભલેને ભંગી રહ્યો પણ એ ભલભલાને આંટે એવો પવિત્ર અને ભલો હતો. એ ભજન તો એવાં ગાતો કે જ્યારે એ ગાય ત્યારે એટલો તરબોળ થઈ જાય કે સૌ વિચારમાં પડી જાય. વાસમાં ભગત કહેવાતો. એને બધા "દેવનું માણસ" કહેતા.

એકવાર ભાણાને અમે જમવાનું કહ્યું. વારતહેવારે એ તો બિચારા એઠુંજૂઠું માગે પણ માણસથી માણસને એઠુંજૂઠું કેમ અપાય ? અમને થયું આપણાથી કે કોઈથી ન થઈ શકે એવું કામ એ કરે છે. એને આ તહેવારે આપણે આટલો તો જાણીએ. ભાણાએ કહી મોકલાવ્યું, " ભાઈને કહેજો કે અમારાથી ન અવાય. અમે તો ઋષિપુત્ર કહેવાઈએ. અમને જમાડો તો સવા રૂપિયો દેવને ધરવો જોઈએ. ઘણો ઘણો સમજાવ્યો ત્યારે માંડ ભાણો માન્યો.

ભાણો તો ભણ્યો નહોતો, પણ વાસમાં એક રાત્રિશાળા ચાલતી તેમાં એ વાંચતાં લખતાં શીખી ગયેલો. એના છોકરાને એ નિશાળે ભણવા મોકલે

પણ એ તો ઢેઢની નિશાળ! ઢેઢ કહેશે અમે તો ભંગીથી અભડાઈએ, એને ન અડીએ. અમારી દેવી કોપાય! એટલે છોકરાને ઉઠાડી લેવો પડેલો. પછીથી તો ભંગીની અલગ નિશાળ થઈ ને તખુડો ભણવા જતો.

ભાણો મ્યુનિસિપાલિટીમાં નોકરી કરે. એને ૭ રૂપિયા પગાર મળે. એની વહુ મોતી ગામમાં કામ કરે. ત્રણ ચાર રૂપિયા એના મળે. બિચારા માંડ માંડ ગદ્દરી ખાય.

ભાણાને એક ભાઈબંધે દારૂનો ચસકો લગાડેલો. પણ એક દિ' ભાણે એની મેળાએ આવીને કહ્યું, "ભાઈ, હું હવે દારૂ નથી પીતો હો. એટલા સારું તો મારી માસીના વાલીઆ સાથે અબોલા થયા છે. પણ તોય શું? કોઈ સારા માણહતુણહમાં બેસવું તે કાંઈ દારૂ પીવાય? હેં, ભાઈ?"

અમારે ત્યાં ભંગીઓની હડતાળ પડેલી. ભંગીઓ કહે, અમે યે માણસ છીએ, અમને કાંઈક સારો પગાર આપો, કો'ક દિ' રજા આપો. સાવ ઢોરની પેઠ અમારે કામ જ કર્યા કરવાનું? અમારે નિશાળ

જોઇએ, કૂવો જોઇએ, દવાખાનું જોઈએ. ભાણો તેમાં ભળેલો. ભાણો એમાં એક આગેવાન હતો.

ભાણો સવારમાં શેરીઓ વાળે. બીજા તો ભલે સાવરણા ફેરવી જાય, પણ ભાણો તો કહેશે, આપણે તો પૈસા લઈએ તે કામ હક્ક કરવું જોઈએ. એ તો બહુ ચોખ્ખું વાળે, અમલદારો પણ એના પર રાજી.

ભાણો આખી જીભનો. અમલદાર હોય તો'ય શું છે? એ તો ચોખ્ખી વાત સંભળાવી દે. પણ એનું કામ સારું ને? એટલે કોઈ એને બોલે નહિ.

ઘણીવાર મને થાય, કોઈએ બીજાનું ગંધાતું મેલું ઉપાડવું એ કેટલું આકરું કામ હશે? અને તો'ય ભંગીઓ એ કરે. એના બદલામાં આપણે એને કેટલું થોડું આપીએ છીએ? ભાણાને હું આ કહું ત્યારે એ કહેશે, 'શું કરીએ ભાઈશા'બ, અમારે તો એ સહી ગયું.'

ભાણો અમારો ભંગી છે, અમારે ત્યાં એ રોજ આવે છે.

# "પુનો સાંધાવાળો."

ઘર પાસે જ સ્ટેશન. બારીમાંથી જોઈએ ત્યાં સામે જ પાટા દેખાય. રોજ ત્રણ ચાર વાર રેલગાડી આવે ને જાય. કુમુદ તો દરવખતે એ જોવા નીકળે. એના એંજીનને તેઓ નીરખી નીરખીને જોયા કરે. હું પણ ઘણીવાર જોઉં. જોવાની બહુ મજા પડે! રોજ જોઈએ તો'યે કોણ જાણે કેમ એ જોવાનું મન થાય જ.

દરરોજ સવારના કુમુદને અને મારે દાતણ કરવા બેસવું અને ગાડીને આવવું. પુનો સાંધાવાળો હાથમાં લાલ લીલા વાવટા લઈને આવ્યો હોય. પુનો આવે એટલે અમે સમજી જઈએ કે હવે ગાડી આવવાની થઈ છે. છેક ગાડી આવે ત્યાં સુધી પુનો ત્યાં ને ત્યાં ઊભો રહે. ગાડી આવે ત્યારે લીલો વાવટો બતાવે અને ગાડી જાય એટલે ભાઈ પગે ચાલીને ચાલતા થાય.

એમતો પુનો અમારે ત્યાંયે ઘણી વાર આવે. બાપુજી પાસે આવીને ઘણી વાર બેસે. કાંઈક કામ હોય તો ઘણી વાર બા પાસે પણ આવે. અમે એને પૂછીએ, "પુનાભાઈ, રોજ ત્યાં વાવટો લઈને શું કરો છો?"

પુનાભાઇ કહેશે, "ત્યાં તો સાંધો છે. એક પાટા પરથી ગાડી બીજા પાટા પર લેવી હોય તો એ સાંધો ફેરવવો પડે. એ સાંધાની ચોકી અને વ્યવસ્થા ખાતર ત્યાં ઊભું રહેવું પડે છે." પછી તો એ અમને એનો સાંધો પણ બતાવે.

જ્યારે માલગાડી આવે ત્યારે પુનાભાઇ બહુ કામે હોય. કોઈની સાથે વાત ન કરે, ચીત ન કરે, અને જાણે એના લાલલીલા વાવટા દેખાડવામાં મશગૂલ હોય. ગાડીને ઘડી આમ હંકાવે, ઘડી તેમ હંકાવે, આખી ગાડીને નહિ હો. એના થોડા ડબ્બાને. કેટલીક વાર તો એકલા એંજીનને પણ હંકાવે. એ કહે એતો શંટીંગ છે. માલના ડબ્બા કાઢે, વળી જોડે, એવું બધું એમાં કરે. રાતે પુનો લાલ લીલી બત્તી બતાવે. રાતે વાવટા ક્યાંથી દેખાય? હેં, ભાઈ?

પુનાને પંદર રૂપિયા પગાર, રહેવાની કોટડી.

ક્યારેક થોડીક મજૂરી કરે એમાંથી થોડુંક મળે. માસ્તર સાહેબનું કામ કરે, ક્યારેક થોડી બક્ષિસ આપે. થોડું ઘણું બીજું મળી રહે; એમ કરીને પુનો પોતાનું ગુજરાન ચલાવે.

પુનાને ૩૦ વર્ષ થયાં છે. ત્રણ દીકરા ને એક દીકરી છે. ૧૦ વર્ષની નોકરી થઈ છે. પુનાને એની નોકરીમાં, એના જીવનમાં સંતોષ છે.

તો'ય કેટલીકવાર કંટાળે ને કહે, "આ સાંધાવાળાની નોકરી તે કોણ કરે! ચોવીસ કલાકની નોકરી, કેટલુંયે જોખમ. ક્યાંક ધ્યાન ન રહે તો ગાડીનો અકસ્માત થઈ જાય. અર્ધી રાત્રે પણ નોકરી કરવાની. ગાડીના ધુમાડાના તો ગોટે ગોટા ઊડે!"

પુનાને સ્ટેશનની, સીગ્નલની બત્તી કરવી, ગોદામ સંભાળવી એવું એવું યે ઘણું કામ.

રોજ પુનો સાંધાએ આવે છે અને ગાડીના ખબર લાવે છે.

પુનો સાંધાવાળો છે, પુનો અમારો પાડોશી છે.

# કાળો કોલસાવાળો

"ના ભાઇશા'બ, બે પૈસા નહિ, ત્રણ આપજો અમને કાંઇ પગાર ન હોય, મજૂરી માથે જ હોય."

"શું કહ્યું? તમને કાંઇ પગાર ન હોય?"

"ના, ભાઇશા'બ, પગાર બગાર કેવો?"

"ત્યારે તમે આટલું બધું કામ કર્યા કરો તે?"

"તે તો અમારે કરવું જ પડે. એ ન કરીએ તો શેઠ રહેવા ન દે."

આખું મોઢું રંગ્યું હોય તેમ કાળું કાળું થઇ ગયેલું. શરીર ને હાથપગનો વાન પણ કાળી રજથી ઢંકાઇ ગયેલો. એ ઊભો હતો. એનું નામ હતું કાળો કોલસાવાળો.

કોલસાવાળો તો એટલા માટે કે કોલસાવાળાને ત્યાં મજૂરી કરતો હતો અને લોકોને કોલસ

૨૧૫૮૦

પહોંચાડવા એ જતો એટલે એને ઓળખનારા એને કાળો કોલસાવાળો કહેતા.

કોલસા લીધા પછી મજૂરીમાં પણ કાંઈ ઓછું થાય તો કરવા માટે, કાળાને ત્રણ પૈસાના બે પૈસા લેવા કહેતો હતો, ત્યાં તો કાળાએ એની મજૂરીનો કાળો ચિતાર કરી દીધો.

"ભલે ત્રણ પૈસા લેજે" કહી કાળા પાસે કોલસા ઉપડાવી ઘેર ગયો. પણ કાળાની વાતમાં મને એટલો બધો રસ પડયો કે આખી વાટ અને ઘેર મેં એની એ જ વાત કર્યા કરી.

એ હતો તો ખેડૂત. એક બે વર્ષો નબળાં થયાં ને કાળો શહેરમાં કમાવા આવેલો. કોઈની ઓળખાણે એ કોલસાવાળાને ત્યાં રહેલો અને ત્યારથી ત્યાં જ કામ કરે. બધા એને ઓળખી ગયેલા. કાળો હાસમ કોલસાવાળાનો માણસ.

મેં પૂછયું, "કાળાભાઈ, ત્યારે તમને મજૂરી કેટલી મળે ?"

"ત્રણચાર આના મળે, શા'બ. કોઈ દિવસ વધારે મળે તો કોઈ દિ' ઓછી."

"પણ શેઠ કંઈ પગાર ન દે?"

"કાંઇ નહિ ને? એની વાત પણ ન થાય ને? વાત કરીએ તો કહેશે ચાલતો થા."

"ત્યારે શેઠનું શું શું કામ કરવું પડે?"

"એનું તો નામજ મૂકી દો, સાહેબ. આખો દિવસ કામ તો શેઠનું જ. ઘરાકીનું તો સવાર, સાંજ આવે તે વળી બે પૈસા મળે."

"અને એને ખાતર તમારે આટલું બધું કામ કરવું પડે?"

"હાસ્તો. કરવું જ પડે ને, વહેલો ઊઠીને શેઠને ઘેર જાઉં. કામકાજ હોય તો કરું, નહિ તો ચાવી લાવી દુકાન ઉઘાડું. વાળું ઝાળું, કોલસાની થપ્પીઓ ગોઠવું. કોલસામાંથી નાના મોટા છૂટા પાડી સૂંડા ભરું. કોલસાનાં ગાડાં આવે ત્યારે મારે જ ગોઠવવાનાં! એમ સમજોને કે દુકાનનું કામ મારે જ કરવાનું."

"ત્યારે શેઠ પાસેથી પૈસા માગો તો?"

"તો રજા મળે."

"ત્યારે એ બધું તો પરાણે થાય. આ તો આકરામાં આકરી વેઠ થઈ કેમ?"

"એ તો શા'બ આપ જે કહો તે." કાળાની આંખમાં ઊંડે ઊંડે આંસુ છુપાયાં હતાં તે મને દેખાઈ ગયાં.

"પણ તમને મજૂરી ઓછી મળે ને એટલાંમાં પૂરું ન થાય તો?"

"તો અમારાં નસીબ શા'બ."

કાળાને ત્રણ છોકરાં ને બે પોતે. પાંચ જણાં. ઘણીવાર કંઈ કહેશે, "મેલોને આ તમારા કોલસામં પૂળો. આખું શરીર કોલસામાં ગાળી દો છો પણ..."

પણ કાળાને તો ભલો એ ને ભલા એના કોલસા! પૂરું થાય ન થાય પણ ભલી એની દુકાન ને ભલી એની ઝૂંપડી. કાળો ઘણો ઘસીઘસીને નાહાય પણ કોલસાની કાળાશ ન જાય. ગમે તેટલો નાહાય પણ અર્ધો કાળો જ રહે. કોઈ કહે એનું નામ 'કાળો' અને પોતે યે કાળો.

કાળો કોલસાવાળો છે. દિવસ આખો શેઠનુ

કામ કરે છે. આપણાં બધાંની મજૂરી કરે છે. કાળો કાળો છે એની કથા કાળી છે.

મને થાય. "માણસ મજૂરી કરે, પણ મજૂરી કરાવનારે એને પૂરું વળતર તો આપવું જ જોઈએ ને? શું બધા શેઠ આવા હશે?"

જ્યારે જ્યારે હું કોલસાવાળાની દુકાન આગળથી નીકળું છું ત્યારે કાળો કોલસાવાળો એની કરૂણ કથા સાથે મને સાંભરે છે ને આંખમાં આંસુ લાવે છે.

# બૂટ પાલીશ વાળો.

'એ શા'બ એક પૈસો જ આપજો. એક જ પૈસો.' એક નવદસ વર્ષનો છોકરો કરગરતો હતો.

'હવે જા, જા નહિ તો...'

લાંબો કોટ, ધોતિયું અને પગમાં બૂટ પહેરીને એક જુવાન ચાલ્યો જતો હતો. છોકરો એની પાસે બૂટપાલીશ કરવા માગતો હતો. છોકરો બૂટપાલીશ-વાળો હતો.

'શા'બ અચ્છા બનાઇ દેશ. આપોને શા'બ...' છોકરો હાથ જોડતો હતો.

'હવે જા નહિં તો દઉં છું...'

છોકરાએ એક ચોરણી અને બાંડિયું પહેર્યાં હતાં. માથે ખાદીની મેલી ટોપી હતી.

એના બાપા ચમાર હતા. ગામડામાં રહેતા. મહેનત કરે, મજૂરી કરે પણ પેટનું પૂરું ન થાય.



છોકરો એના કાકા સાથે શહેરમાં કમાવા આવ્યો હતો. છોકરો બૂટપાલીશ કરતો હતો.

એનું નામ હતું મગન. કોઈ એને મગનલાલ કે મગનભાઈ નહોતું કહેતું; હા, કોઈ મગનો કહેતું ખરું.

સવારમાં ઊઠીને પૂરું દાતણ કર્યું ન કર્યું ત્યાં તો એ નીકળી પડે. સાંજે બે પૈસા સાચવીને જ છાનામાના રાખ્યા હોય. જાય હોટલોમાં. પીએ ચા. એને બિચારાને હોટલમાં તો કોણ પેસવા દે ? એ તો બહાર ડબલામાં પીએ. ક્યાંય વળી એક બે તૂટલા ફૂટલા કપ રાખ્યા હોય.

અને પછી કામ ઉપાડે. જો કોઈ સારાં લૂગડાં-વાળું દેખાય, જે કોઈના બૂટ કે ચંપલ સારા હોય તેની પાછળ પડે; કરગરે, 'શેઠ લાવોને પાલીશ કરી આપું ?

કોઈ સારું હોય તે તો પાલીશ કરાવવા હોય તો આપી દે, અને કેટલાક તો આપેય નહિ અને ઊલટા મારીને કે ગાળ ભાંડીને ચાલ્યા જાય !

મગન મજાની પાલીશ કરે. પાલીશ સારી

વાપરે, રંગનું પાણી નહિ. બૂટ કે ચંપલ ચકચકતા કરે. પાલીશ લગાવી બ્રશ ઘસે. એ કાંઈ એણે વેચાતું લીધેલું નહિ. એ તો એને કચરાપેટી–ઉકરડામાંથી જડેલું.

મગન બપોરે ખાવા જાય. ઘડીક આરામ લેય ને પાછો ઉપડે પાલીશ માટે. 'પાલીશ' 'પાલીશ'ની બૂમ મારે ને પાલીશ કરે.

સાંજ પડે એને ચાર પાંચ આના મળે. ક્યારેય ત્રણ આના મળે. છ આના મળે ત્યારે તો એ ખુશ ખુશ થઈ જાય.

એમાંથી એ પાલીશ લે. ચા પીએ પાન ખાય, ને બાકીના કાકાને આપે.

પોલીસને દેખીને મગન આઘો ભાગે. એ કહેશે : "એ તો એના મોટા મોટા બૂટપાલીશ કરાવી જાય અને પૈસા પરખાવેય નહિ. કાંય પાલીશ મફતની આવે છે?"

ઉનાળો હોય ત્યારે તડકામાં પણ મગન પાલીશ કરતો હોય. શિયાળામાં ટાઢમાંયે કરતો હોય, ચોમાસામાં વરસાદ પડતો હોય ત્યારે યે ક્યાંય ઓથે

બેસી પાલીશ કરતો હોય. એને તો બધું સરખું. ન પાલીશ કરે તો ખાય શું ?

મગન ભણવા બેઠો ને એને ઊઠી જવું પડ્યું. એને ભણવું તો ઘણું યે ગમે પણ કમાયા વિના ચાલે છે ? ન કમાય તો ખાય શું ?

મગન બિચારો નાનો છે. પાલીશવાળો છે.

# અંબારામ

અંબારામ અમારો રસોયો. એક દિવસ એ અચાનક અમારે ઓટલે લોટ માગવા ચડી આવ્યો ને બાપુજીએ ટકોર કરી, "અલ્યા લોટ શું માગે છે? કાંઈક ધંધો કરને, આવો પહેલવાન જેવો તો છે."

અલબત્ત એ પહેલવાન તો નહોતો પણ અશક્ત તો નહોતો જ.

"પણ ધંધો જોઈએ ને? નોકરી ક્યાં જડે છે? વડોદરા ગયો'તો. ત્યાં બે મહિના રખડયો, તોયે નોકરી ન જડી. અઠવાડિયું અમદાવાદમાં ગાળ્યું ત્યાં એક હોટલમાં માંડમાંડ જગ્યા મળી. ત્યાં તો પંદર દિવસમાં જ માંદો પડયો ને અહીં આવવું પડયું. રસોઈ તો મજાની જાણું છું પણ કોઈ રાખે તો ને?"

ઘડીભર તો બાપુજી વિચારમાં પડી ગયા તો યે એતો પોતાની વાતો કર્યે જ જતા હતા. "ક્યાંક નોકરીમાં રહીજા."

"તો આપ આપો નોકરી" અંબારામે કહ્યું.

બાપુજીથી તો બોલતાં બોલાઈ ગયું. એમણે ઘણો ઓછો પગાર કહ્યો પણ અંબારામે તો હાજ પાડી દીધી. ત્યારથી અંબારામ અમારે ત્યાં રસોઈ કરે છે. અંબારામ અમારે ત્યાં સાત વર્ષથી આવ્યો છે.

અંબારામ રસોઈમાં તો પાકો હો. એને બધું યે આવડે. દાળ, ભાત, શાક જેવી સાદી રસોઈ તો બનાવી દે પણ મીઠાઈ કે ફરસાણમાં પણ એ એકકો. મેસૂર, જલેબી, ગુલાબજાંબુ પણ એ સુંદર બનાવી દે. એનાં ભજિયાં ને ફૂલવડી તો ખાતા ન ધરાઈએ.

અંબારામ ગમ્મતી પણ એવો જ. અંબારામને ગમે તેટલું કામ હોય, કોઈ વઢ્યું હોય પણ અંબારામનું મોઢું કોઈ દિવસ કટાણું ન હોય. વાતવાતમાં એ ગમ્મત કરાવીને સૌને હસાવતો જ હોય. બાપુજી હોય ત્યારે જરા શાંત રહે પણ આડુંઅવળું જોઈને કોઈને હસાવ્યા વિના તો ન જ રહે.

અંબારામ શાક લઈ આવે. એને કહેવું ન પડે કે આ લાવજે કે તે લાવજે. ચટણી, કચુંબરની વસ્તુઓ પણ સાથે લેતો આવે. અંબારામની ચટણીનો સ્વાદ તો ખૂબ અચ્છો!

અંબારામને રોજ કહેવું ન પડે કે આ રાંધજે કે પેલું. ઘરનાં દરેકની એ ખાસિયત જાણી ગયેલો. ક્યારેક કોઈને ખાસ જુદું ખાવું હોય ત્યારે જરાક વાત કરી દે ત્યાં તો અંબારામે એ ચીજ તૈયાર જ રાખી હોય.

અંબારામ આવ્યો ત્યારે તો કપડાં ચાર–પાંચ દિવસે કે અઠવાડિયે ધોતો પણ બાપુજીના ને બાના ટોકવાથી હવે તો એ કોઈ દિવસ ધોયા વિના નથી રહેતો, સાબુ અમે આપીએ હો.

અંબારામની એક ટેવ ખરાબ. અંબારામ બીડીઓ બહુ પીએ. ઘડીક થાય ને ખૂણામાં બીડી પીવા ચાલ્યો જ હોય. બાપુજી દેખતાં ન પીએ. અમને યે ખબર પડવા ન દે પણ અમે તો જોઈએ. એને ઘણીવાર કહીએ પણ એ ટેવ એ ન છોડે.

અંબારામ હવે લોટ માગવા નથી જતો હો! આખો દહાડો રસોઈ કરે કાંતો બેસે કે ચોપડી વાંચે.

અંબારામ અમારો રસોયો છે. અમારો સૌનો માનીતો છે.

# ઘોડાગાડીવાળો

અમારે અમદાવાદ જવાનું હતું. ગાડી પરોઢિયે ઊપડે. પોણાચાર વાગે. ગાડી માટે અમે દાદામિંયા ગાડીવાળાને કહી રાખ્યું.

દાદામિંયાને રાતના બારની ગાડીની વરદી હતી. ગાડી પોણોકલાક મોડી આવેલી તે પેસેન્જરને પહોંચાડી સવા વાગે ઘેર આવ્યા. તેમણે એક નિસાસો નાખ્યો. "અરે! હજી તો ત્રણની ગાડીની વરદી છે. યા અલ્લાહ! આજ તો ઊંઘવાનું ક્યાંથી મલશે?"

સૂઉં કે ન સૂઉં? વિચારતાં દાદામિંયા ખાટલા પર બેઠા. વચ્ચે કાંઈક સાંભર્યું હોય તેમ તેમણે બીડી સળગાવી. આજુબાજુ બધું શાંત હતું. ઘરનાં સૌ ઊંઘતાં હતાં. મોડી રાતે આવીને તેમને જગા-ડવા ન પડે માટે તેમણે ઘરની સાંકળને બહારથી

ઉઘાડી શકાય તેવી જ રાખી હતી અને પોતાની પથારી પણ બહાર જ ઓશરીમાં રાખી હતી.

'સૂઉં ને વખતે ઊંઘ આવી ગઈ તો? બીડીની એક ઘૂંટ લેતાં લેતાં તેમને થયું. 'કાંઈ નહિ આજતો નહિ સૂવાય.

ઊઠીને તેમણે ઘોડાને ઘાસ નાખ્યું. થોડોવાર થાબડયો, "હુશિયાર હો જા. બેટા અભી ચલના હોગા." ને પોતે પાછા ખાટલામાં આવી બેઠા.

ઘડી ઘડી ઊઠે ને તારા ચાંદરણાં સામે જુએ. દાદામિંયાની રાતની ઘડિયાળ ચાંદરણાં હતાં. દિવસની ઘડિયાળ સૂરજ ને તડકો છાંયો.

ત્રણને ટકોરે દાદામિંયા આવ્યા ને સાદ પાડયો. થોડી તૈયારી કરીને ઊપડયાં.

ટ્રેન મોડી હતી. થોડી ઠંડી હતી. દાદામિંયા કહે. "અહીં જ ગાડીમાં જ બેસોને ભાઈ. ટ્રેનનો સમય થાય ત્યારે જજો." હું બેઠો ને વાતોએ વળગ્યો.

"દાદામિંયા તમને આ ત્રણ વાગ્યાની કેમ ખબર પડે? વખતે ઊંઘી રહો તો?"

દાદામિંયા કહે, "એમ ઊંઘાય કાંઈ ભાઈ? પેસેન્જરને એકવાર કહ્યું એટલે અમે ફેર ન પડવા દઈએ."

"પણ તમને એમ જાગવું કેમ ગમે? ઊંઘ ન આવે?"

"શું કરીએ ભાઈ, જાગીએ નહિ તો પેટ શે ભરાય?" મારૂં ને આ ઘોડાનું રોજનું સવાદોઢ રૂપિયાનું ખર્ચ છે. ને તમે તો જાણો છો કે દિવસમાં તો સ્ટેશનનો એક આનો મળે છે. પહેલાં તો થોડીક વરદી મળતી ને બેસારુ ચારઆના ફેંકીને ચાલ્યા જતા. પણ હવે આના બે આનાથી વધુ પાઈ કોણ પરખાવે છે? ને વળી પાછી ટેકસીયું? પહેલાં વખતે ગામડાંનું ભાડું પણ જડતું. હવે તો ગામમાં રખડો ને મોજ કરો."

"પણ તો પછી તમે યે એવી ટેકસી કરો ને. બીજો ધંધો કેમ કરતા નથી?"

"ટેકસી કરૂં? એટલા પૈસા કયાંથી કાઢું? આ ચાલીશનો ઘોડો લીધો છે તેના યે ત્રણ કાંધાં કર્યાં છે. પંદર રોકડા દીધા ને પંદર

પંદરના બે કાંધાં કર્યાં છે. પાંચ જાણી બૂજીને વધારાના આપવા પડશે. પણ પૈસા જોઈએ ને?"

"પણ તો પછી એ ધંધો જ માંડી વાળો. કાંઈક કમાણી થાય એવું કરો."

"એ બધી વાતું આવડે છે ભાઈ. મિલમાં જઈએ તો એ ચરખો સામેથી આપણને ભરખી લે તેમ છે, એનો નફો તો શેઠિયાને આપણને શું? મજૂરી તો જમીન સાથે માથાં ભટકાવાનું છે. મારી માસીનો દીકરો આફ્રિકા ગયો હતો તે તે યે ભૂંડે હાલ આવ્યો છે. કહે છે ત્યાંયે કમાણી નથી. ત્યારે આ અડધો રોટલો આપે છે તો અડધો તો અડધો. આ જમાનામાં જે મળે તેનાથી નિભાવ્યા સિવાય શો છટકો?"

દાદામિંયાને બે દીકરા ને ત્રણ દીકરીઓ હતાં. વર્ષોથી એ ઘોડાગાડી હાંકતો હતો. દાદામિંયા ઘોડાગાડીવાળો કહો એટલે સહુ ઓળખે.

સવાર, સાંજ ને રાતટ્રેનની વરદી સંભાળે. પાછો આવીને ગામની કાંઈક વરદી શોધે. બપોર વચાળે માંડ માંડ વહેલો મોડો જમી આવે. છૈયાં છોકરાંને તો એમ થાય કે આપણે 'બાપુ' છે ને જમવા

આવે છે. તે આપણા બાપુ છે એ કાંઈ એને રમાડવા કે એની સાથે વાતો કરવા ક્યારે નવરા હોય ?

વળતી વખતે યે અમે દાદામિંયાની ગાડીમાં આવ્યા હતા. દાદામિંયાની વાતો ફરી તાજી થઈ ને મારા મનમાં પ્રશ્ન ઘોળાઇ રહ્યો કે આ બધાં ધંધામાં મહેનત કરનારાઓ પોતે જ શા માટે અર્ધ ભૂખ્યાં ને દુઃખી છે? અને કમાણી કેમ થતી નથી? એ બધાં સુખી શા માટે ન હોવાં જોઇએ? એ બધાં સુખી ન થઈ શકે?

# ધનો ધોબી

'એ...કપડાં લઈ લેજો.' કહેતો ધનો ધોબી આવે ને કપડાંની ગાંસડી નીચે ઉતારે. ધોયેલાં કપડાં આપી જાય ને મેલાં લઈ જાય.

શિયાળો ઉનાળો ને ચોમાસું, ટાઢ તડકો કે વરસાદ, વહેલી પરોઢમાં ધનો નદીએ પહોંચી ગયો હોય ને ધ્રબાંગ ધ્રબાંગ ધોવા લાગી ગયો હોય. હું ઘણીવાર પૂછું, 'ધના, ઉનાળામાં તો ઠીક પણ શિયાળાની કડકડતી ટાઢમાં પાણીમાં ઊભા રહીને ધોવા માંડો તે તમને ઠંડી ન લાગે ?"

ધનો કહેશે, "શું કરીએ ? ભાઈ અમે યે માણસ છીએ. અમને યે ઠંડી તો તમારા જેટલી જ લાગે પણ એ તો અમારો ધંધો થયો. ન ધોઈએ ને ક્યાં જઈએ."

ધનાની વહુ તેજુ ને છોકરી રાધા. એ પણ નદીએ પહોંચ્યા હોય. ધનો ધોતો જાય ને તેજુ ને રાધા સૂકવતા જાય. કપડાં ગળીમાં દવામાં



બોળવા ને નિચોવવા એ પણ તેજુનું કામ. ધનાનું કામ તો ધોવાનું.

હજી તો ગામનો પહેલો કૂકડો ન બોલ્યો હોય ત્યાં બધાં ઊઠે. તેજુએ ચૂલો સંધરુકયો હોય ને રોટલા ઘડવા બેસી ગઈ હોય. ઘડીક થાય ત્યાં તો જાડા જાડા બે ચાર રોટલા ઘડી કાઢ્યા હોય. ધનો ભઠ્ઠીનાં કપડાં કાઢે ને ગધેડા પર ગોઠવે, ત્યાં તો રાધુડી ઊઠી ગઈ હોય ને ત્રણે જણ શિરાવવા બેસી જાય. રોટલો ને અથાણું, કોઈ દિવસ ડુંગળી ને મીઠું ને માથે ચાનો પ્યાલો. ચપોચપ બધાં બહાર નીકળી જાય.

બપોરનું ભાત તો ભેગું જ હોય. બાર વાગે, સુરજ માથે આવે ત્યારે ધનો ધોણ મૂકે. ઝાડને છાંયે બેસે. હોકલી પીએ ને તેજુ ને રાધા ભાત લઈને જાય. બપોરાં કરીને બધાં ઘડી આરામ લે.

બપોરાં ઢળે ત્યાં તેજુ કપડાં ભેગાં કરવા માંડે ને રાધા ભેખડોમાં ચરતા ગધેડાને લઈ આવે. ધનો વસ્તુઓ સંકેલવા માંડે. ગધેડા પર કપડાં નાખી ત્રણે ઘેર આવે. પોરો ખાવો હોય તો ખાય નહિ તો

ધનો ઇસ્ત્રી કરવાના કામે લાગે ને તેજુ ચૂલો સંભાળે. સાંજ પડે ત્યાં તેજુએ રોટલા તૈયાર કર્યા હોય ને ધનાએ ઇસ્ત્રી કરીને કપડાં તૈયાર રાખ્યાં હોય.

"ધનાભાઈ, તમારી આ રાધાને કાંઈ ભણાવ્યું કર્યું કે નહિ? એને વાંચતાં લખતાં આવડ્યું કે?" એક દિવસ મેં ધનાને કહ્યું.

"અમારે ધોબીભાઈને વળી એ શું ભણતર! ભણતર તો વાણિયા બ્રાહ્મણનું. એને ભણવા મોકલું તો કામ કોણ કરે?"

"એ શું તમને કામ કરી દેતી'તી? બિચારીને ભણવા મોકલતા હો તો?"

"એ તો તમને એમ લાગે ભાઇ."

"પણ તમે બે જણા આટલું કામ કરો પછી એ થોડું ન કરે તો શું ઊણું રહી જાય!"

'એ સાચી વાત. તમે કહો છો એમ બેઉ કામ કરીએ છીએ પણ અમારી સ્થિતિ જોઈ!... અત્યારે ગમે તેટલું કામ કરાવીને કોઈને પૈસો

આપવો ક્યાં ગમે છે ? કામ કરવા છતાં પૂરું રોટલાનું થતું હોત તો..."

મેં કહ્યું "એ શું વાત કરો છો ? આટલું કામ કરો છો ને રોટલાનું ન થતું હોય તેવું હોય ?"

"બાપુ, તમને અનુભવ નથી. તમે કોક દિ' આવીને જુઓ તો ખબર પડે ?"

એ તો જતો રહ્યો પણ વિચાર કરતો મૂકતો ગયો "શું આ મજૂરી કરનારને આટઆટલી મજૂરી કરવા છતાં પેટપૂરું નહિ થતું હોય ? એ કહે છે તેમ લોકો કામ કરાવીને પૂરા પૈસા નહિ આપતા હોય તેવા નિષ્ઠુર હશે ?"

ધનો આવે છે ને મને એ વાત સાંભરે છે. મારા પૂરતો તો હું ધનાને પૂરતા પૈસા આપતો થઈ ગયો છું.

સમાપ્ત

# શિશુ સાહિત્ય માળા

સંપાદક : વજુભાઈ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીના બાળકો વાંચી શકે તેવા શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | |
|---|---|
| રઘુરાજા અને બીજી વાતો | મોંઘીબેન |
| આલાખાચર અને બીજી વાતો | મોંઘીબેન |
| કેસરીસિંહ | મોંઘીબેન |
| અમથારામ | સોમાભાઈ ભાવસાર |
| નવી ઇસપનીતિ | ગિજુભાઈ |
| નાના હતા ત્યારે | સોમાભાઈ ભાવસાર |
| કેમ રહેવાય | ગિજુભાઈ |
| ફૂલોની સુગંધ | ગિજુભાઈ |
| આપણી વનસ્પતિઓ | ગિજુભાઈ |
| ૧૯૩૦ની લડાઇ | રામભાઈ પાઠક |
| વાર્તા ગુચ્છ | ગિરીશભાઈ |
| અમારું પતંગીયું | વજુભાઈ દવે |
| પુંડરીકનાં બાલગીતો | પુંડરીક |
| આપણું ગામ | વજુભાઈ દવે |
| વાર્તા મંજરી | સોમભાઈ પટેલ |
| બારોટના ઉખાણા | ગુલાબસિંહ |
| શ્રમજીવીઓ | મર્ક |
| રૂપ સુંદરી | ચંદ્રભાઈ ભટ્ટ |
| ફરવા જતાં | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ :

**જેચંદ તલકશી એન્ડ સન્સ**

એમ્પાયર બીલ્ડીંગ, હૉર્નબી રોડ, મુંબાઇ